# શ્રી અંબિકા માતાજીનાં

# ગાયનો તથા ગરબીઓ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

## મહેતા કચરાલાલ ડોસાભાઇ.

રાજા મહેતાની પોળમાં લક્ષ્મીનારાયણની પોળ
તથા ટંકશાળમાં—અમદાવાદ.



ધી અમદાવાદ યુનિયન પ્રિં૦ પ્રેસ કં૦ લિ૦ માં
મોતીલાલ સામળદાસે છાપ્યું—ટંકશાળ—અમદાવાદ

કીમત૦—૨—૦ (બે આના)

# શ્રી અંબિકા માતાજીનાં

# ગાયનો તથા ગરબીઓ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

## મહેતા કચરાલાલ ડોસાભાઇ.

રાજા મહેતાની પોળમાં લક્ષ્મીનારાયણની પોળ
તથા ટંકશાળમાં—અમદાવાદ.



આવૃત્તિ પહેલી.—પ્રત ૫૦૦—સને ૧૯૧૭

ધી અમદાવાદ યુનિયન પ્રિં૦ પ્રેસ કં૦ લિ૦ માં
મોતીલાલ સામળદાસે છાપ્યુ—ટંકશાળ—અમદાવાદ

કીમત રૂ૦—૨—૦ (બે આના)

શ્રી

# અંબિકા માતાજીના ગાયનો

તથા

# ગરબીઓ.

—✻✕✻—

શ્રી ૧।

## (૧) અંબિકા માતાજીની સ્તુતિ.

અંબામા તમને વિનવું લળી લળી લાગુ પાય,
પ્રથમ સમરૂ તમને માત;
મારી સહાએ પુરજો આશા સરણે શું તમારી માય.—અંબામા૦
હું છું નોધારો માત, તું મારી કીરપાથી સુખ થાય,
તમે છો દયાળુ માત, જગતમાં તમે છો પ્રખ્યાત માંય—અંબામા૦
તમારી લીલાનો નથી પાર, વીશ્વમાં છો પ્રખ્યાત;
તમે સૌકને બુદ્ધિ આપનાર, તમે છો મોરી માય—અંબામા૦
તમારા શેવકને લો ઉગારી, માતા તમ પ્રતાપથી કરૂં શું કામ;
મને આપો શુદ્ધને બુદ્ધ, ઓ દેવી દયાળ અંબિકા માય—અંબામા૦

## (૨) મંગળાચરણ.

શ્રી અંબિકામા વિનતી છે જરી અમારી માત તું ઇશ્વરી છે ખરી,
સોભા થાય મંડપ માય, જોવા સૌકો જાય;
દરશન કરતાં ને મન ઠરતાં પાપ પલ્લે થાય. શ્રી૦
જે કોઇ આવી શીશ નમાવી દેછે તારૂં નામ.
તે સરવેના પુરણ રીતે કરાયાં માત કામ. શ્રી૦
તું પાળકને હું બાળક મા કરજો મુજને મહેર;
તુંજ કીરપાથી મા ગુણ તમારા કચરાબાઇ ગાયા શ્રી.

(૩) ચીત.

માતા અંબાનુ જે કોઇ પ્રીતીથી દરશન કરે છે,
તે સુખ લઇ દુનીઆનું અંત સમે ભવસાગર તરસે;
જે કોઇ જુઠું બોલે છે તેનો કોઇ પતનાં કરે છે,
મારા સાહેબો સાચામાં સુખ છે ગણું એ વીનતી છે.

(૪) ચીત ચોરી એ ચાલી ચાલીએ.

બોલો બોલો અંબાજી મારી, અરજીને લો સ્વીકારી;
આવ્યાં આવ્યાં મા તમારી પાસ ગણી છે સહુને આશ;
પુરો પુરો અંબામા મનડાંની આશ નમુ છું બેઉ કરજોડ,
કહું છું કહું છું મા તમને આયા રાખો બધાને રાજી.
જઇશું જઇશું અમારી માને ધામ, કરજો સઉના મા કામ;
જોયો જોયો મંડપ અમે હાલ, ગુણ ગાયે છે કચરાભાઇ આજ.

(૫)બનજારો એ રાગ.

અંબામા હું સરણે આવ્યો છું મા તમારી મા ઇશ્વરી,
તમે દયાળુ અંબામા દઇતોને મારી યા ભક્તોને સુખ આપીયાં;
એવી છે દિન દયાળુ. અંબા માતા મારી.
તમારી કીરતી સઘળે જામી, કહું છું શીશ નમાવી;
વાઘ ઉપર છે અસવારી અંબા માતા મારી.
ફુલ ગજરા સહુ મા લાવે આગળ મંગળ ગાએ,
પાય લાગે સહુ નર નારી. અંબા માતા મારી.
હાંડી તક્તા બહુ બાંધ્યાં, તોરણ પણ બહુ ફરતાં બાંધ્યાં;
માના આગળ હવન થાયે છે બહુ ભારી— અંબામા તમારી.
ચોતરફ છે ગરબાની જાળી, વચમાં મુકી છે બારી;
જાઉં મા હું સોભાના બલીહારી. અંબા માતા મારી.
ભુખ્યા તરસ્યાંને ભોજન આપોછો સૌના મા દુઃખો કાપો છો;
શેવક કચરાભાઇ તમારા ગુણ ગાય ભારી. અંબા માતા મારી.

( ગાયન ૬. )

હુમ્યાં છો આગમેર. માતા.
ફુલ્યાં સો કરમાયગ જનની.
કાલ ઓચીંતો મારસેરે. માતા.
કોણ છોડાવણ હાર. જનની.
કરમ કાટ મુગતે ગયોરે. માતા.
દેવલોક સંસારે. જનની
જે જે શી કરણી કરેરે. માતા.
તે તે શા ફળ હોય. જનની.
દયા ધરમ સજમ વંનારે. માતા.
કચરાભાઇ કહે સુખ પામે ન કોયરે. જનની.

(૭) મધુર સ્વર કયાંથી સંભળાય,

નમન કરૂં આવાર અંબામા નમન કરૂં આવાર,
નકી તું ભય હરનાર અંબામા નમન કરૂં આવાર.
ગણું છું અંબામા હું તમારા ધારેલા શણગાર. નમન કરૂં.
અણુવટ, વિંછવા, કલ્લાં, કાંબી, ઘુઘરનો ધમકાર. નમન કરૂં.
હીરા મણીને રતન જડીત છે કઠે એકાવન હાર. નમન કરૂં.
મરકટ માણેક મોતી જડી છે કાને કુંડલ નીરધાર. નમન કરૂં.
કરે વિનતી શૈરક તમારો દયા કરી શ ... ધરો. નમન કરૂં.
દાસ કચરાભાઇ તો ખુબ વખાણે શોભાનો ... ાર. નમન કરૂં.

(૮) માય તે કેવી અકળાના છે.

અમને દરશન દોને અંબા માતા મારા ... દરશન દોને,
અંબા અમને દરશન આપો જપીએ તમારા જાપોરે;
મોટું છે મંડપ માનુ નથી સાનું એ કાઇનું,
નિત પુંજા ત્યાં આવીને બ્રાહ્મણ કરેરે. અમને.

પાયે પડું છું માનેરે પ્રસન્ન થાઓરે શંકપર,
અમારા દુખો કાપી સુખ નામ તમારૂં આપી;
સંપીને સાથ રહે એવું કરોરે મા તમારી કીરતી સગરે જાપી. અમને.
દાસ કચરાલાલ એવું ચાહેરે સંપીને લાગે પાયેરે,
સૌના સંકટ દુર જાય ગુણ અંબા માના ગાય;
કષ્ટ કાપીને મા અમારાં સૌઉને સહાય થાયેરે. અમને.

## (૯) થયા છોરે પતીછેજ પ્યારી તનના.

માતાજીએ કરી મહેર સૌ જનને દીલ દયા દેવી બહુ આણી,
અંબામાતા સહુ ગુણ ગાતા નાના મોટાને બાળ;
છત્ર છાજે વાજાં વાગે પાએ લાગે સહુ શેવક માગે,
અમને સુખ આપો દુખડાં અમારાં કાપો માતાજી.
માતા અમારાં ત્રીસુરવાળાં દૈત્યો હણ્યારે માટ,
ધરી ધ્યાન કર્યાં કામ વધુ નામ ઠામ ઠામ;
દેવાનાં દુઃખ કાપી સુખ આપી થઇ મા રાજી. માતાજી.
કીર્તી અબા માની સઘળે વ્યાપી આ જગતમાં જાર,
મન મોહ્યું મંડપ જોયું ચીત પરોવ્યું પાપ ખોયું હવે;
સહાય થાતું અંબામા શેવક દીલમાં દયા આણી. માતાજી.

## (૧૦) સીંહાનો કનરો

અંબા માતાજી દીલદયારી અરજી અમારી દયા કરી લો સ્વીકારી,
પારે આવી તમારાને ફરતા તુમ કૃપાવડે કોઇથી નવ ડરતા—અંબા.
ભાવથી માગીએ ભક્તિ તમારી અંબા પુરણ પાડો અમારી—અંબા.
સૌજનને તમો સંપીને રાખો દૈવત એટલું આપનું ડાખો—અંબા.
દાસ તમારો વિનતી કરે છે આપની કૃપાથી લહેર કરે છે.—અંબા.
સુખ સૃષ્ટિમાં સહુને માતાજી આપોને શેવક થાય છે રાજી—અંબા.
સર્વે શેવકપર કૃપા આણી માજી વારે થાઓ એટલું માગે છે દાસ.

કચરાભાઇ.—અંબા.

## (૧૧) ગાયન ધીરો.

જય—જય—જય—અંબા મા તમારી,
પાપી વિહારક ભવ જળ તારક ભયે હારક મા તુંજ શેવા કરૂં..—જય.
જે ત્રીસુર મહિસાસુર માર્યો ભોગે મા બાર્યો. જય.
દેવોના શત્રુને હણ્યા સજ જ્યાં માગત તખેવ. જટ.

## (૧૨) ગરબાનો નાચ.

ધનન ધ્રુમ છનન ધ્રુમ ધનન ધ્રુમ ધનન ધ્રુમ,
ઝાઝર ઝમકી જનનન જનનન અંબામા. નધન.
અંબામાજી છનનન ધ્રુમ. ઝાંઝર.
અંબામા વિના ક્યાં તું જાય સાગર તરવા. ઝાંઝર.
ખરેખર ચેત આ અવસરે માને ભેટ, ધનન.
ઝયપટ જા ખટપટ આ તજ સજયા, ઝાંઝર.
અંબાના ગુણ ગાય માના ગુણ ગાય માના ગુણ ગાય. ઝાંઝર.

## (૧૩) બનઝારો.

અમ અરજ સુણી આવારી તું સહાયે થજે મા અંબાજી,
હું કરજોડી હાથ વારંવાર, તુંજ સોભા અપરંપાર.
બેઠી છે ત્રીસુર ઝાલી સહાય થજે મા અંબાજી,
સહુ આવી પાએ લાગે મનમાં આવે તે માગે;
મન વાછીત ફળ દેનારી સહાય થજે મા અંબાજી,
અમે અત્યારે જઇશું મા સૌને વધામણી કહિએ.
અમારાં દુખડાં હરનારી તું સહાય થજે મા અંબાજી,
કોઈ નાળીએર ઝાલી ભાવે ઘીના દીવા લઇ આવે;
એ છે બધી ખુબી નારી તું સહાય થજે મા અંબાજી,
કંઇ ગરબા ફરતા ગાયે નરનારી દાશ તમારો થાયે છે રાજી.
સૌને સુખ દેનારી તું સહાય થજે મા અંબાજી.

### (૧૪) પ્રાણ પ્રભુ આ શું કરો.

શાન્તિ સહાય કરો અંબામા શાન્તિ સહાય કરો,
માજી શાન્તિ આપનો આશરો છેજ ખરો ધ્યાન ધરો;
આપ વીના કાંણુ કરે મા ધડો. શાન્તિ સહાય કરો.
લળી લળી હું અંબા મા તમને પાયે પડું ધ્યાન ધરો,
મા આપ વીના આ જગમાં હું રખડું વારે થારેવારે ખારે;
મા વારે થારે ફ્રંગાને કરૂં શું પોકાર. મન લગાર.
લે તારી ઉતારી ગુણ ગાયછે કચરો તમારો. શાન્તિ સહાય.

### (૧૫) સાંભળ્યા શા બોલો તમારાં રાણી.

અંબા માતાજી મારી દે, અવીચર વાણી

આવી તમારે પારે રમીએ;
સંપીને રહિ એતો સૌને ગમીએ,
રમીએ ગમીએ જમીએ. અંબા માતાજી,
માને સરણે આવિ જે સેવા કરે છે,
અંતઃકરણથી ધ્યાન ધરે છે તો કચરાભાઇ કહે છે;
કરશે—ધરશે—તરશે—અંબા માતાજી.

### (૧૬) લાવણી.

હું કરજોડીને કહું મા અંબાજી તું સદ્બુદ્ધિ દેનાર.
હું પાયે પડું અંબાજી મા આવીને તમ દ્વાર. હું.
હું તમ દ્વાર (૨) જોવા જેવું શું કહિએ;
મા આપની સરણે આવી સુખીઆ થઇયે,
મા છો ખરાં (૨) દરશન કરીયાં આવાર. હું.
મા છે સત્ય ઘણું (૨) હું મુખેથી શું કહું;
મા તુંછે મોટું ઝાડ (૨) અમે એક તરણું;
મા શી વાત્ત કહું (૨) કહેતાં ના આવે પાર. હું

મા છો જાગતાં (૨) જોવા જાતાં તો હાલ;
મા વેખાંણુ કરે છે ( ) તમારૂં આજે કચરાલાલ,
મા કરી ખાતરી (૨) મળી ગણા નરનાર. છું.

(૧૭) હુાત્રણી ધનાશ્રી.

નજર કરો મારી માત અંબામા નજર કરો મારી માત,
મંડપ આપના આગળ આવી જોડું શું બે હાથ—નજર.
સાચેસાચી વાણી વદું શું જગતમાં થયાં પ્રખ્યાત--નજર.
જાણે જગતમાં અજાણ્યુ ન કોઇ દેવી તુંછે સાક્ષાત—નજર.

(૧૮) શ્રી નારણુપતીને નમું

શ્રી અંબામાને નમું નમું,
નમું નમું નિત્યદીન દુઃખ હર સુખકર;
કૃપાકર મુજપર મહેર કર પાયે પડું—શ્રી અંબામા.
શત્રુ સંહારો મુજને પાળો,
છનન છુમ છનન છુમ ઝનન ઝુમ.—શ્રી અંબામા.

(૧૯) ગીરધારીરે વાત કહું તે વીચારો.

અંબામારે અરજ અમારી ધરજો શેવકને સુખીયા કરજો,
કહે દાશરે આવી ગરબે ફરજો શેવકના સંકટ હરજો;

ઝુલ.

જય જય અંબિકા માતા મારી જગતમાં છો પ્રખ્યાતરે;
બધા જાણે એવી વાતરે શીર ઉપર આવી કરમાં ધરજો;
બહુ કીર્તી સઘળે તમારી બ્યાપીરે શેવકના સંકટ નાંખે કાપી,
ભ્રષ્ટ બુદ્ધિ દુનીઆમાં બહુ બ્યાપીરે ફરે દુનીયામાં પાપી;

ઝુલ.

સૌના બળાપા કાપોરે, અંબામા શેવક કહે તે આપોરે;
સઘળો સદબુદ્ધિ સ્થાપોરે વિનતી તમો ઉરમા ધરજોરે.
શેવકને સુખીયા માતાજી કરજોરે. અંબમારે.

## ચંબેલી બનસાઇરે.

ખુબી અજબ બનાઇરે, અંબામાતાજી ખુબી અજબ બનાઇરે;
નિત્ય આવી અંબામાને પાએ લાગોરે,
છે સુખદાઇરે છે સુખદાઇરે અંબામાતાજી મોરાં—ખુબી

## રાગ ઉપર પ્રમાણે.

આપી શેવક જનને સુખ હવે થાઓ બેલી;
અંબા માતાજી મારી દીન દયારી ગુણવારી જાઉ ભારી;
કરે સહુના સંકટ સહાય ધરી મન પેલી—આપી.

## સાહેલી પેલા આવ્યા.

ઓ માતાજી આવ્યા અત્યારે અમે,
ઝટ આવો દરશન અમને માતાજી તમે;
આવી રમીએ આગળ ભમીએ સાચુ બોલો સહુને ગમીએ;
માને નમીએ પરસાદ જમીએ શરમ ધરમ પરમ—ઓ૦
છો દયાળુ તમે દેવી શોભા મા આપો આનને દેવી,
નથી મા તું જેવી તેવી અંબા મા પ્રખ્યાત રમત ગમત—ઝટ.

## કરી વેશ્યાની યારી.

સુણો અરજી અમારી અંબા માતાજી આવ્યા તમારા બાળ,
મા દીસો છો દયારી;હું શરણે તમારી—સુણો.
અંબા મા આપજો મને મહેર આણી આ વાર ભક્તિ તમારી;
થાઓ સહાય માતા અમારી, હું કહું છું પોકારી—સુણો૦

## (૨૦) નાથ નવ કરો વાત ગેર જવાનીરે.

અંબામાતા મારી, કષ્ટ કાપનીરે;
ભક્તિ તમારી ઉરમાં ધારી, માતાજી આવ્યા આવારી;
મા શત્રુ સહાય નારીરે, અંબા માતા મારી,
મા જગતમાં ખરી, તું સહાયકારી.

૬ હમે ફરીને દ્વાર ભણી, માતાજી મન ધરી,
મા નમન કરી કહીએરે, અંબા માતા મારી;
હેત લાવી મુને દરશન આપો કહું મારી માડીરે,
દીન દયાળી સહુને સંભાળ આવ્યા તમારા બાળ.
મા સહાય તું થનારીરે, અંબામાતા મારી.

(૨૧) ક્ષત્રી કલંક.

અંબામા સુણી અમારી આ વાત અરજ ઉરમાં ધરોરે,
છો જગતમાં પ્રખ્યાત શેવકને સહાય કરોરે;

આવી લાગીએ તમોને પાયે. અરજ.
બધાં કષ્ટ અમારાં કપાય. અરજ.
છો ગામની મધ્યે તમ વાસ. અરજ.
કરી નાંખી શત્રુ કેરો નાસ. સેવક.
છે પુર્વે દિશાએ મુખ. અરજ.
કાપી દુખ અને આપો સુખ. સેવક.
આવીયારે તમ ગુણ સહુ ગાય. અરજ.
ઘણી મહેર કરીને મમાય. શેવક.
દક્ષણવારી તે અંબાય. અરજ.
બીરાજે ચુંવાલમાં બહુચર માય. શેવક.
સહુ ભગત મરીને આહિં ગાય. અરજ.
દાસ તમારો ખુશી બહુ થાય. શેવક.
કહે બધા મળીને આવાટ. અરજ.
માતાજી સરણે આવ્યા તમ બાળ. શેવક.
નાના મોટા આવીને પડે પાય. અરજ.
કચરાભાઇયે ઘણો મન હરખાય. શેવક.
પુરો બધાંના મનના કોડ. અરજ.
હું તો નમું શું બેઉ કરજોડી. શેવક.

(૨૨) માઢ.

અંબામાતા મારી કષ્ટ નીવારી તું સહાયકારી—અંબા.
છે સુખકારી દીન દયારી તું સહાયકારી—અંબા.
સહુના સંકટ દૂર કરનારી દેવી તું છે આવાર;
દુઃખોને કાપો સુખમાં આપો છીએ તમારા બાળ.
અમો સરણે તમારી આવ્યા અમારા કષ્ટ નીવારી. તું.
ઠામોઠામ તુંજને જપે સહુ રૂપને રાજ,
તે સર્વેના આજ સુધારો મનના ધાર્યા કાજ;
માટે શત્રુ સંહારી ભગતો ઉગારી કષ્ટ નીવારી. તું.
બાળક તમારો વિનવે સહુને કરજો ન્યાલ,
વારંવાર તુંજને નમે છે અહિં આવી કચરાલાલ,
મા તું છે ગુણવારી અંબામા અમારી કષ્ટ નીવારી તું.

(૨૩) રઘુપતિરામ હૃદેમાં રહેજોરે.

અંબા માતા કરો માફ વાંક અમારો રે.
રમે બાળક સરવે તમારા રે. અંબામાતા.
આદિતવારે ઉમંગે રહિએરે, માના સરણે ચાલીને જઇએરે;
આવી ખુશી આનંદમાં રહિએરે.— અંબામાતા.
સોમે શોભા બની છે કેવીરે, જાણે ઇદ્રપુરીના જેવીરે;
અંબામા નથી જેવી તેવીરે.— અંબામાતા.
મોમે ભેસાસુર ભય તારીરે, બધાં કષ્ટ નાખ્યાં છે વિદારીરે;
મા આવી બેઠાં છે ત્રીસુર ઝાલીરે. અંબામાતા.
બુધે બાળ તમારા ગાતારે, કરો સહુને સુખશાંતારે;
જોઇ ગરબા રાજી સહુ થાતારે. અંબામાતા.
ગુરૂવારે છે ગરબો તમારોરે, શેવકના કારજ સુધારોરે;
દઇ દરશન પાર ઉતારોરે.— અંબામાતા.

શુક્રરવારે સુમઇ મુજ માનેરે, આવી મા અમને પ્રસન્ન થાજોરે.
પ્રેમે અમરત રસ મા પાજોરે.— અંબામાતા.
શનીવારે મા સમરણ આપોરે, મા પાપ બધાંના કાપોરે;
જાણી બાળકને સરણે રાખોરે.— અંબામાતા.
સાતવાર હવે પુરા થયારે, આવી માતાજીને પાયે લાગોરે;
કચરાલાલ ચરણે ચિત ચહાયેરે.— અંબામાતા.

---

## (૨૪) દોહરો

રાજનગર રળીઆમણું માતા કરજો મ્હેર,
રૂપાપરીમાં થઇ રહી આજે લીલા લહેર;
ગરબા માતાના ગાવાની હોંશ ઘણેરી થાય,
તે રચવા તતપર થાઉં માજી કરજો સહાય.
દુરબળ રાજા રંક કે આવ્યાને કંગાલ,
શીશ સમરીયે માજી તેને કરજો ન્યાલ;
નરનારી ગરબે રમે રાખી રૂડી પેર,
કાજ સુધરશે તે તણું જાણે મન ખચીત.
કપટી કુડી જે કરે શેવકની હાલ,
દુખ દેવી દે છે જરૂર કહે છે કચરાલાલ.

---

## (૨૫): ગોરમા શોહ આપ્યો અવતાર.

માજી દયા કરી જો આપ કે ઘેર પધારીઆંરે લોલ,
સૌપર સાથકે સૌને ભાવાંઆરે લોલ;
સમરે શેવક તમારૂ નામકે પુજારા પુજા કરેરે લોલ,
ગરબા ગાયે ચોકની માંયે કે માજી વચ્ચે ફેરા ફરેરે લોલ.
રૂડી રજની ખીલી આજ કે રાજ માડી કરેરે લોલ,

માજીએ સજીઆ શણગાર કે સ્તુતિ શેવક કરેરે લોલ;
આ અંબાજીને સીંહતણું આસન કે બહુચર માને મરઘ ધણીરે લોલ.
જોઇને જન થયા વિસ્મય કે નહિ કંઇ મણારે લોલ,
ત્યાં તો કંકુ કેસર અબીલ કે ગુલાલ અરગ ચડેરે;
શોભા સૌથી સરસ દેખાયે કે કચરાલાલ શું વદેરે લોલ.

(૨૬) ગરબી.

અંબામાતા મારી આવી આશા પુરણ કરજોરે;
કરૂં વિનતી નમીને આજ ધ્યાન ધરજોરે;
સરવે મળીને આવીયા મુજ માડીરે.— અંબામા.
કરે વિનતી તમારો દાશ દહાડી દહાડીરે,
સહુને સંપીને માજી રાખજો આવારીરે. અંબામા.
તુંને લળી લળી લાગે પાય નરને નારીરે;
આ સહુને સુખી રાખજો દીનજ દયાળીરે. અંબામા.
આ નવ આપીશ કોઇને દુ:ખ છે ગુણવાળીરે;
કહે કચરાલાલ સહુ સંપીને રહીએરે,
કોઇ જુઠા આગળ વાત કદી નવ કહીએરે. અંબામા.

(૨૭) ગરબી.

ઓ અંબા માતાજી શરણે બાળક સરવે ત્યાં આવીયા,
મન આશ ધરી અંબા માડી આગળ મસ્તક નમાવીયાં;
મળી માનુનિ મંગળ ગાયે છે આજે આનંદ ઓચ્છવ થાય છે,
સહુના સંકટ દુર જાયે છે.—ઓ અંબા માતાજી.
તમારી કીર્તી સઘળે જામી છે તેમાં કંઈ પણ નવ ખામી છે,
દેવતાઓએ તને વખાણી છે.—ઓ અંબા માતાજી.
તમે દયાળુ અંબિકા માતાજી દુ:ખ હરજો સહુ સેવકને સુખ કરજો,
દાસ કચરાલાલની સ્તુતિ ઉર ધરજો.—ઓ અંબા માતાજી.

(૨૮) મંગળાકરણુ હરણુ.

શ્રી અંબિકાને નમીયે (૩) તમને હે મા ઇશ્વરી,
સુખ કરી લે દુઃખ હરી લે માત એ ઇશ્વરી;
માતાજી વિજય (૩) આપો માતા મારી એ ઇશ્વરી.
ચરણુ શરણુ સેવા નીત્ય કરી સતાહારી એ ઇશ્વરી.
કરી કૃપા હે માતાજી (૩) ટાળો તાપ ત્રિવિધીના એ ઇશ્વરી.
કાપ કષ્ટ નીવાર એજ અરજ દાસ કચરો કહે એ ઇશ્વરી.

(૨૯) ગરબી—સાંભળ કૃષ્ણુ કહે

સુણો અંબામા માજી તમ માટે ઘેલો ફરૂં જો,
હુંતો મન સાથે ધ્યાન તારૂં ધરૂં જો;
દરશન આપો દેવી આવીને કરગરૂ જો,
વારે વારે માયારે આવીને પાયે પડુ જો.
સહુ નરનારી મલીને અહિ ગાયે જો,
સહુને સરખો આનંદ માતાજી થાય જો;
મહેર કરીને અંબા માતાજી છો દયામણી જો,
તમારી મા કીર્તી વધી જગતમાં ઘણી જો.
તારૂં ધ્યાન બ્રહ્મા વિષ્નુ હમેશ ધરે જો,
તે સરવેના કારજમાં તુ સફળ કરે જો;
મા મેલા કુડા કપટીથી હુ તો નવ ડરૂં જો,
દાસ કચગલાલ કહે તમારૂં નમ છે ખરૂં જો,

(૩૦) ભરથરીનો રાગ.

ભોમીપર તમે અવતર્યા અંબા માતાજી કરો સુકૃત કામજી;
ગણુપત દેવનું ગુણુ ગાઇને મુખે સમરો શ્રી રામજી;
રટણુ કરો સર્વે દેવનું.
લાજ વધેરે ત્રણુલોકમાં કરો વ્યભીચાર તાગજી,

લક્ષ્મીપતિ કરતાં વધો જુઓ નહિ જુઠનો લાગજી,
રટણ કરો શ્રી અંબામાતાજીનું.
રટણ કરોરે અંબે માતાનું તરીઆં અપરંપારજી,
રણમાં રહેવાના કટયાજનો સંગે રાખે પરનારજી;
રટણ કરો શ્રી અંબા માતાનું.
છોકરમતી તમે નવ કરો જાંણે બધુંએ જગદિશજી,
ડગલે ડગલે ડરતા ફરો પીઓ ના હરેહર વિશજી;
રટણ કરો શ્રી અંબામાતાનું.
દાસ કચરાલાલ કહે દરીદ્ર તજી ધરો હ્રદયમાં ધ્યાનજી,
સમરો સદા સરજનહારને જેથી જાયે અજ્ઞાનજી;
રટણ કરો શ્રી અંબા માતાનું.

## (૩૧) પુરણ થયો ખેલ.

રાજેશ્વરી મુજ માત આરાસુરી રાજેશ્વરી મુજ માત,
મા દયા કરીને દુઃખજ કાપો ભાગોને મનની ભરાંત,
પુરા અધુરા બાળક તમારા દરશન ધોને માત. આરાસુરી.
રિદ્ધિસિદ્ધિ વરદી કરજો મા ઝાલો અમારો હાથ. આરા૦
ઉપકાર તમારો સૃષ્ટિના ઉપર કીધો તે વિખ્યાત. આરા૦
કાળ ક્રોધને દુર કરી દો માજી, રાખી અમો પર હાથ. આ૦
રમત ગમત કરીયે ક્ષણક્ષણ માતુ શરણે દીનરાત. આ૦
પુરા સુરાના હ્રદય રહો છો કૃપા કરી મુજ માત. આરા૦
રીતી પ્રિતીથી કચરાલાલ વિનવે ઝાલો સેવકના હાથ. આ૦

## (૩૨) શ્રી જગતપતી પ્રભુ.

શ્રી આદ્ય ઈશ્વરી મા તુ અંબિકા,
કષ્ટ કાપો માતાજી ધ્યાનમાં ધરી;
વાગવાહની મા તું મારી અરપો સૌને સુખ,
ચુરણ કીધા ચુડમુડને હણ્યું દેવનુ દુઃખ. શ્રી.

માતુ માહારી જગત જનુની આપ તણો આધાર;
જોગમાયા તું મહેર કરીને અરજી અમ સ્વીકારો. શ્રી.
અખીલ સૃષ્ટિ તુજ શરણુમાં રહે છે તરવા ભવસાગર;
ભવાંની અમ હસ્ત ગ્રહીને ભવભવ પાર ઉતાર શ્રી.
શેવક કચરાલાલ શરણે આવ્યો કાપો સૌના પાપ,
કળજુગ વિશે વખણાઓછો મા, હર કુમતી સંતાપ. શ્રી.

## (૩૩) શું કહું બેનો આ શુ કહું.

અંબા માતા મારી બહુ કળાવાળી દીનદયાળી મા.
જય બોલો, જય બોલો, જય બોલો, જય બોલો;
ધ્યાનમાં—ધ્યાનમાં—ધ્યાનમાં—ધ્યાનમાં ધરો.— અંબા૦
ફરફર ફરકે ધજા તમારી મંદીર ઉપર જગકસીની આજ;
જોઈ જોઇને મુજ મન હરખાય સફળ થયો મારો અવતાર
સુખી થાઓ—સુખી થાઓ—દયા લાવો.— અંબા૦
અમને પાર ઉતારો–દુખ કાપો–કષ્ટ કાપો—જયજયજય
દાસ કચરાલાલ વિનવે તમને માજી અમને દરશન દેઇલો ઉગારી.
અંબામાતા૦

## (૩૪) સાહેલીઓ આવી.

લેજો અરજી સ્વિકારી મા લેજો અરજી સ્વિકારી;
લેજો અરજી સ્વિકારી (૨) ઓ માતાજી મારાં;
અંતરજાંમી કહુ શીરનાંમી ભાગો કષ્ટ નીભારી. હારે લેજો.
નીચ સોબતથી હુ મા ડુબ્યો મેલી સેવા તમારી. હારે લેજો.
માજી ભવોભવ ભટકી શરણે આવ્યો લેજો ઉગારી. હારે લેજો.
આપ બાળક ઉપર દયા કરીને માજી લેજો સુધારી. હારે લેજો.
કેશર ચંદન ચડાવી સુંદીર કરે પુજા નરનારી. હારે લેજો.
દાસ કચરાલાલ કહે અનેક તરેહના ફુલ ચડાવું હાર બનાવું ભારી.
હારે લેજો.

### (૩૫) ગુલાબી માથુ માનો મારા રાજ.

પુજુ હું તો નિશદીન અંબામાતા તમને (૨)
છો આરાસુરમાં સાક્ષાત. (૨) પુજુ.
શરીરે સાડી શોભનીરે શીશ મુગટ ઝંકાર;
કાંને કુંડળ ઓપતાંરે ગળે અમુલ મોતીના હાર. પુજુ.
ચરણુ શેવા ચાહાવું નિશદીન પ્રીતે પુજુ મમાય;
મનહર મુરતી આપનીરે દેખી દીલ હરખાય પુજુ.
વિધવિધ જાતના ફુલ મંગાવું ગુંથાવું સુંદીર હાર;
દાશ કચરાલાલ વિનતી કરે છે માજી ઉતારો ભવપાર. પુજુ.

### (૩૬) પદમણી નીરખીરે સોરઠની હદયમાં.

અંબામા મારી માવડીરે વિનતી મારી સ્વીકારો,
મનહર સુંદર મુખડું માનું તેજ ચમકેરે;
નેપુર સુંદર મા તુ પાયે છમછમ છમકેરે,
ભાગ્યવંત જે પ્રાણી આવે તુજ દરબાર;
પરભવ આ ભવ પામશે ઉતમ સુખ અપાર. અંબામા.
દરપુનમે સંગજ આવે તુજને ભજવારી,
નીસદીન ધ્યાન ધરે, અંબામા તમારૂં મન ભારી;
દેવી દયાળી દુઃખ હરનારી કરો શેવકનાં કાજ,
સરણે સૌ શેવક આવયા માજી રાખો સૌની લાજ.—અંબામા.
ભવોભવ ભટકયા ભુલ્યાની મા લાજ છે તમ હાથ માવડી,
સહાય કરો અમને બધળે દુઃખડાં હરનારી,
દાસ કચરાલાલની રાખો લાજ તમો ગરીબનીવાજ.

### (૩૭) ચાલો ચાલો જોવાને જઇએ ચતુરા ચોકમાં.

ચાલો ચાલો આરાસુર ચોકમાં માના ગુણ ગાઇએરે,
ગુણ ગાઇએરે સુખીયા થઇએરે માન સરોવર નાઇએરે;
આપ આપની વાતો અંબા આગળ કહીએરે. માના.

આપ તણી શોભે મુરતી સાડી મુગટ તેજ અપારે,
ઝાંઝર ને ઝમકારા વાગે ઝણુઝણુ કરે ઝણુકારે— માના.
નોતમ શોભા કુંડળ કેરી તેજ તણો નહિ પારરે;
અંગે સાડી શોભે સારી જડી બુટાહારરે. માના.
હાથે બાજુબંધ શોભે સારા નાકે વાળી સારીરે,
અજબ મુરતી શોભે મા તમારી અખીલ જગ આધારરે. માના.
આંધળાને મા આંખજ આપો નિરધનીઆને ધનરે,
વાંઝીયાંને મા પારણાં બંધાઓ હરોછો સહુનાં વિધન. માના.
પાંગળાને મા પગજ આપોછો તરણાનો મેરૂ બનાવોરે,
ક્ષણમાં મેરૂનું તરણું બનાવો જેવું મનમાં ચહાવોરે. માના.
સૌ સેવક મા આવી વિનતી કરે છે પુરજો મનની આશરે;
દાસ કચરાલાલ કહે છે દયા આણી મા કરજો સહાયરે. માના.

## (૩૮) એવીરે રંભા જાણી.

આરાસુરવાળાં અરજ સુણોને અમારી,
મનોહર સુંદીર મુખડું માતું દીસે છે સુરે સમાન,
ગબરકે ઓખવાલી ધરી વાધ વાહનરે. આરાસુરવાળાં.
ગડગડગડગડ નોબત વાગે જય જય માજીરે,
તાલ પખાજ મૃદંગો વાગે ઉપર છેણાઇઓ— આરા૦
દૈત્યોને મારી નાખીયા કર્યા ચકચુર રણ માંહિરે,
તે માટે સૌ દેવ રહે છે માજી આપ હજુરરે. આરા૦
હું પણ આવ્યો તમારી હજુર શીરપર કરજો હાથરે,
સૌ સેવકને બુદ્ધિ આપી કરજો ન્યાલરે, આરા૦
સૃષ્ટિમાં દેવી આપ ખરાં છો આદ્યશક્તિરે,
દાસ કચરાલાલની લજ્યા રાખજો એવી તારી ટેકરે. આરા૦

### (૩૯) ભર ડગલુ એક સમજી.

હરો કુમતી માજી મારી જાણી આપ તણો દાસ,
દુખ કાપી સુખજ આપો દુર કરો વિનાશ. હરો૦

માતાજી સુંદર કરજો કાય પુજા કરીએ સદાય,
જગત જનુનિ માતા તું સુખદાતા;
હે મમમાતા સુખ આપો શાંતા. હરો.

આ બધો સંસાર સરવેને તમો તારનાર,
ગુણ તુજ ગાતો દાસ કચરાલાલ,
હે જગત માતા પુરો અમારી આશા. હરો.

### (૪૦ સંપુર્ણ દરબારી રાગ.

સુખેથી અબામા તમને પાયે પાયે પડીયે,
રાખી લાજ અંબામા આજ સરવે સેવક મલ્યા આજ.
જય—જય—જય—જય—કર— સુખેથી.

સરવેના તું દુખ હરે પલકમાં સુખ કરે,
રાજી મન અમારૂં કરે વિનતી અમારી ધરે,
ભંડાર સરવેના ભરે માટે તમારૂં ધ્યાન જો કરે,
દુઃખ તું અમારાં હરે કષ્ટ સહુનાં દુર કરે.

સરવે આવ્યા તારે ધામ રાખો શેવકોનું સારૂં નામ,
દાસ કચરાલાલને આપો હામ દેછે તારૂં નામ;
લીલા—લીલા—જય—માય— સુખેથી.

### સુચના.

સરવે સદગ્રહસ્થો વિદ્વાનો તથા કવિઓ વિગેરે તમામ સાહેબો ને અરજ કરૂં છું કે આ પુસ્તકની અંદર જે ભુલચુક હોય તે આપ સાહેબો સુધારીને વાંચવા મહેરબાની કરશોજી કારણ કે મેં મારી અલ્પ બુદ્ધિથી અંબા માતાજીની ચોપડી બનાવી છે માટે તેની અંદર કામા સમીકોલમ વિગેરે વિગેરેના જે ભુલ હોય તે વાંચનાર સાહેબો પાસેથી માફી માગું છું.

સમાપ્ત.

## મંત્ર.

અમારી પાસે વીસાકરણુ મંત્ર છે તે મંત્ર હાથે બાંધે તો ભુત ખરીત ના રહે ને ધનનો લાભ તથા વેપારમાં સારો છે માટે મંગાવો.

અમદાવાદ—ઠે૦ રાજામહેતાની પોળમાં લક્ષ્મીનારણની પોળ.
તથા ટંકશાળમાં

મેહેતા કચરાલાલ ડોસાભાઈ.

કીમત આઠ આના.

બાહારગામ પોસ્ટ જુદું મોકલવામાં આવે છે.